શ્રી

શ્રીમાન બરવાની નરેશ મહારાણા શ્રી સર રણજીતસીંહજી

સાહેબ બહાદુર મહારાજાશ્રીત કે. સી. આઈ. ઈ.

શ્રી આર્યોદય નાટક સમાજ

# વીર-અજીત.

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બચુભાઈ શીવપ્રસાદ.**

માલેક શ્રી આર્યોદય નાટક સમાજ.

આનંદભુવન થીએટર—અમદાવાદ.

આવૃત્તિ પહેલી—પ્રત ૨૦૦૦.

વિક્રમાર્ક ૧૯૭૯ સને ૧૯૨૩.

મૂલ્ય ૪ આના.

અમદાવાદ.

શ્રી 'ગણેશ' પ્રી. પ્રેસમાં ત્રીવેદી ઇશ્વરલાલ માણેકલાલે છાપ્યાં.

ઠે. પાંચકુવા રોડ, ચાર રસ્તા.

श्री

# વીર અજીત નાટકનાં પાત્રો.

---

## પુરૂષ વર્ગ,

અભયસિંહ......રત્નપુરીનો હાલનો રાજા ન્યાયી નરેશ.

દુર્મદ............રાજા અભયસિંહનો ફુછંદી પુત્ર.

જયમલ..........દુર્મદનો દાંભિક ગુરૂ.

અજીત...........એક ઉમરાવ પુત્ર પાછળથી કાન્તાનો પતિ
(નાટય—નાયક)

જશાજી.........નીતિવાન ગરીબ બુઢ્ઢો રજપુત.

કિશોર...........અજીતનો નાનો ભાઇ.

પ્રતાપ..........એક કર્નલ સ્વર્ગસ્થ રાજાનો ભાણેજ; મૃણાલિનીનો પતિ

પોપટશા........એક બુઢ્ઢો સોલીસીટર.

લહેરી..........પોપટશાનો દુર્ગુણી ભત્રિજો.

ફુરજ (છુંદું) } ...એક ગ્રેજ્યુએટ દારૂડીયો, પાછળથી સારે માર્ગે
ઓઘડશંકર } દોરાયલો પોપટશાનો પ્રાઇવેટ સેક્રેટરી.

સિવાય દરબારીઓ, સિપાઇઓ, પરોણાઓ, ભીલડા, હજુરીયા, વિગેરે વિગેરે.

## સ્ત્રી વર્ગ.

**રાજબા**.........રાજા અભયસિંહની અનીતિવાન રાણી.

**મૃણાલિ**.........સ્વર્ગસ્થ રાજાની પુત્રી, રાજ્યની હકદાર વારસ, પ્રતાપની પ્રિયતમા.

**કાન્તા**...........એક રજપૂત બાળા, અજીતની ભાવી અર્ધાંગના, (નાટ્ય-નાયિકા)

**મોહિની**.........ફરજનની સ્ત્રી.

**રંભા**............મોહિનીની ભાણેજ. લહેરીના ફંદામાં ફસાયલી એક ભોળી બાળા. પાછળથી ફરજનની સ્ત્રી.

તે સિવાય વારાંગનાઓ, દાસીઓ, નાયકા ખવાસણી સાહેલીઓ વીગેરે વીગેરે.



શ્રી.

# વીર અજીત નાટકનો સંક્ષિપ્ત સાર.



## પૂર્વ વૃત્તાંત.

ન્યાયથી આ અખીલ બ્રહ્માંડ ટકી રહેલું છે. ન્યાયથીજ સૃષ્ટિની ઉત્પતિ સ્થિતિ અને લય છે. ન્યાયથી આત્માની શાંતિ અને ઉન્નતિ છે. અને ન્યાયમાંજ નારાયણનો વાસ છે. મનુષ્ય કરતાં તે "ન્યાયી" પ્રભુનો ન્યાય સાચો અને તાત્કાલીક છે. તે આપણી કરણીનો બદલો અહીંજ આપે છે. પણ કુંપદ અને અજ્ઞાનના આવરણને લીધે તે આપણે સમજી શકતા નથી.

આ "વીર અજીત" નાટકમાં પણ ન્યાયના તરંગો પૂર વેગથી ઉછળતાં જણાશે. રાજરક્ષટ હાલનો રાજા અભયસિંહ ખરેખર ન્યાયી છે. ન્યાય સામે તે પોતાના કુટુંબને અને દેહને તુચ્છ માને છે, અને ન્યાયનીજ હદમાં પોતાના વહાલાને હાથે પોતાનો અમર આત્મા ગુમાવે છે. તોપણ ન્યાયી અભયસિંહની ગેરહાજરીમાં તે પાપીઓનો ન્યાય તે મહાન્ પ્રભુ નારાયણ્ અદલ તોળે છે. અને તેમની કરણીના ફળ અહીંજ આપે છે.

જ્યારે રતનપુરના રાજા પૃથ્વીનાથની રાણી સંતતિમાં એક વર્ષની પુત્રી મૃણાલિ મુકીને ગુજરી ગઈ, ત્યારે પૃથ્વીનાથ પાસે મા બાપ વગરનો સાત વર્ષનો તેના દુરનો ગરીબ ભાણેજ પ્રતાપ ઉછરતો હતો. મૃણાલિ પાંચ વર્ષની થતાં રાજા મરણ બીછાને પડયો. તે વખતે

રાજાએ રાજ્યના પ્રમાણિક સરદાર અભયસિંહને રાજરક્ષક અને મૃણાલિનો વાલિ સ્થાપ્યો. અભયસિંહને પણ આ સમયે દુર્મદ નામનો દશ વર્ષનો એક પુત્ર હતો. મૃણાલિ યોગ્ય ઉમરની થતાં પ્રતાપ, દુર્મદ કે બીજા લાયક રાજ્રી સાથે તેને પરણાવીને રાજગાદી સોંપવાની પૃથ્વીનાથે ભલામણ કરીને દેહ છોડ્યો. અભયસિંહે ન્યાયબળથી રાજ્ય સારી રીતે ચલાવવા માંડ્યું. જયમલ નામના પરદેશી ઉસ્તાદને દુર્મદ અને પ્રતાપને અસ્ત્ર, શસ્ત્ર અને મલ્લવિદ્યા શીખવવાને તેણે રાખ્યો.

જયમલ નીચનો કાળો કપટી, ધુતી, લોભી અને ખટપટી હતો. દુર્મદની માતા રાજબા પણ આબેહુબ જયમલના જેવીજ દુર્ગુણી હતી. રાજબાના બોલ ઉથાપવા લાગી વખતે ખુદ અભયસિંહ પણ અશક્ત નિવડતો પણ લુચ્ચો જયમલ રાજબાના પક્ષમાં છુપી રીતે મળી જઈને થોડાજ વખતમાં રાજ્યનો સ્થંભ થઇ પડ્યો. હવે રાજ્યમાં અન્યાયનું જોર વધી પડ્યું. જયમલે દુર્મદકુમારને બુરે રસ્તે ઉતારીને બદીનો કીડો બનાવી દીધો. આ રીતે રાજબા, દુર્મદ અને જયમલની રાજલોભી પાપી ત્રીપુટી ન્યાયી રાજાની આંખમાં ધુળ નાંખવા લાગી. પોતાના રસ્તામાં લુંટ અને ખુનામરકી કરવા લાગી અને વિસ્યા દુર્મદના હાથે ગૃહસ્થોની વહુ દીકરીઓની આબરૂ બરબાદ થવા લાગી. આ ત્રીપુટીએ રાજ્યના નાના મોટા નોકરોને પોતાના પાળેલા કુતરાઓ બનાવી દીધા. જેથી પોતાની સામે રાજા પાસે ફરીયાદ કરવાની સહેજ પણ કોશીષ કરનાર મોટા મોટા સરદારો પણ સુવેજ છુટતા. ટુંકમાં અભયસિંહનું ન્યાયી ન્યાયાસન આ ત્રીપુટીના પ્રપંચી કીલ્લામાં કેદ પડ્યું.

દુર્મદની સામે થનારાઓમાં દાદુભા નામનો એક જબરદસ્ત સરદાર દગાથી જર જાગીર અને સત્તાથી પાયમાલ થઈને પોતાની પાછળ દુઃખી સ્ત્રી અને અજીત, કિશોર નામના બે પુત્રો નિરાધાર છોડીને કમોતે મૂઓ. જશાજી નામના એક ગરીબ ગરાસીયા ઉપર દાદુભાની ઘણીજ મહેરબાની હતી. વખતના વહેવાની સાથે શરા અને, સમજુ અજીતની છાતી પોતાના ઘરની પાયમાલીથી ચીરાવા લાગી અને આ પાયમાલીની યાદ રાજ્યમાંથી કોઈ પણ જોખમે અન્યાયનું મૂળ કાપવા તેને ઉશ્કેરવા લાગી. આ વખતે આ દુઃખી અજીતનું શાંતિ અને આનંદનું સ્થાન જશાજીની ખુબસુરત પુત્રી કાન્તા થાય છે. કાન્તા આ ગરીબ ને સાચા પ્રેમથી ચાહે છે. પણ બીજી તરફથી જયમલ ઉન્માદનો ડોળો પણ કાન્તા તરફ છે; પૃથ્વીનાથનો ભાણેજ પ્રતાપ તો પોતાને મળેલી કર્નલની પદવી દીપાવવામાં તત્પર રહે છે, અને હવે અહીંથી આપણા નાટકની શરૂઆત થાય છે.



# પ્રારંભ પ્રાર્થના

## મંગળાચરણ ઇશ્વર સ્તુતિ.



## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો—રત્નપુર પાસે જશાજીની વાડી**–"કાન્તા" અને "અજીત" નો પ્રેમ વિનોદ; કાન્તાને મળવા આવતો જયમલ ડુંગર ઉપરથી જોઇ હેરત પામે છે. "અજીત" અજીત પ્રેમ કોલ લઇને જાય છે. ઝનુની બનેલો "જયમલ" કાન્તા પાસે પોતાના પ્રેમપત્રોના જવાબ માગે છે. અજીતને પ્રેમકોલ દઇ ચુકેલી હોવાથી કાન્તા લાચારી બતાવે છે. જયમલ કાન્તાને સત્તા સાહેબીની લાલચો આપે છે, ધમકાવે છે અને આખરે તેના બુરા ભવિષ્યનો નકશો ખેંચે છે, પણ કાન્તા માનતી નથી. જયમલ ગુસ્સામાં આવી કાન્તા ઉપર બળાત્કાર કરવા જાય છે એટલામાં "જશાજી" આવે છે ટેકીલા જશાજી અને જયમલ વચ્ચે સખત તકરાર થાય છે અને જશાજી જયમલની ધમકીને ધિક્કારથી ઠોકર મારીને તેને અપમાન સાથે કાઢે છે.

## ટેબલો.

**પ્રવેશ ૨ જો—સોલીસીટર પોપટશાનું ઘર**—ફરજ સારો પગાર કમાતાથી દારૂના છંદમાં પડી ગયો છે. અને દારૂને લીધે પોઝીશન ગુમાવી એક છાકટાની સ્થિતિમાં આવી જાય છે. સોલીસીટરનો ભત્રીજો લહેરી પ્રેમની ધુનમાં વીલની નકલમાં ગોટાળો કરી

મુકે છે. સોલીસીટર આવી તેને ધમકાવે છે, ગહા વેતરાથી કંટાળેલો લહેરી કાકાને સાફ સાફ વાત રૂબરૂમાં જાહેર કરે છે, અને કાકા ભત્રીજા વચ્ચે પ્રેમમાં પડવા બાબતમાં વીસ હજાર રૂપીયાની શરત થાય છે, લહેરીની ભવિષ્યની સ્ત્રી મોહીની મલવા આવે છે. મોહીની શરતની વાત સમજીને લહેરી તરફથી સોલીસીટરની શુદ્ધિ ઠેકાણે લાવવા તૈયાર થાય છે.

પ્રવેશ ૩ જો—રત્નપુરનો સીમાડો—અજીત કીશોરને લઈને અન્યાયી રાજ્યનો વીચાર કરતો આવે છે. નદીમાંથી પસાર થતાં પરદેશી વહાણના દેખાવથી અજીતનો પહેલાંનો ઘા તાજો થાય છે. અજીત પાસેના મઠમાં જાય છે; વહાણની પૂઠે લાગેલો દુર્મદ અને તેના સીપાઈઓના શોર બકોરથી કિશોર ગભરાઈ જાય છે, અને તરતજ દુર્મદના હાથે ઠાર થાય છે. અજીત પાછો ત્યાં આવે છે અને ભાઈની લાશ ઉપર હૃદયભેદક કલ્પાંત કરે છે; કિશોરની વૃદ્ધ માતા આવીને પુત્રની કારમી લાશ ઉપર દેહ છોડે છે, તેટલામાં રાજા અભયસિંહ ત્યાં આવી ચઢે છે, અને કિશોરના ખુનનો ન્યાય અજીતને આપવા વચન આપે છે, તરતજ દુર્મદ અને તેના માણસો વહાણ લુંટીને રસ્તે ચહેરે ત્યાં આવે છે; કિશોરનું ખુન દુર્મદના હાથે થયાનો ખુલાસો થાય છે. અને નીડર બનીને અજીત રાજકુમાર સામે ન્યાય માગે છે, તરત માટે કિશોરની મરણ ક્રિયા સારૂ અજીતને મહોરની થેલી આપીને રાજા વિગેરે ચાલી જાય છે. દુઃખ, અન્યાય અને અપમાનથી અર્ધગાંડો બનેલો અજીત ઝનુની બની ને વેર લેવાના સોગંદ ખાય છે.

ટેબ્લો.

પ્રવેશ ૪ થો—કર્નલ પ્રતાપનું ઘર—રાજકુંવરી મૃણાલિ અચાનક પ્રતાપને મળવા આવી ચડે છે, અને પ્રતાપની મુંઝવણનો લાભ લઇ પ્રેમઘેલી કુંવરી પ્રતાપને બનાવે છે અને પ્રેમકોલ લઇ છુટી પડે છે.

પ્રવેશ ૫ મો—જંગલ-રસ્તો—કાન્તા ગુમ થવાથી ગાંડો બનેલો અજીત કાન્તાની શોધમાં રખડતો જણાય છે, કાન્તાની શોધમાં નીકળેલા જશાજી વગેરે આવીને અજીતને હોશમાં લાવવા મહેનત કરે છે; પણ આખરે લાચારીથી અજીતને પરતો મુકી મળેલી તાજી ખબર મુજબ કાન્તાને મેળવવા જયમલના મહેલપર હલ્લો નાખવા જાય છે.

પ્રવેશ ૬ ઠો—જયમલનો બગીચો—જશાજીના મકાનમાંથી ચોરીથી કાન્તાને ઉપાડી મંગાવીને જયમલે તેની સાથે જોર જુલમથી આજે લગ્ન કરવાની ધામધુમ કરેલી છે; કાન્તાને બળાત્કારે લગ્નનો પોશાક પહેરાવીને ખવાસણો તેને લગ્ન મંડપમાં લાવે છે. ટેટલામાં ગાંડો અજીત એકદમ ધસી આવીને પહેરેગીરોના મારથી બચવા માટે કાન્તાના પગે વળગી પડે છે; અને તેની દયા માગે છે. રંગમાં ભંગ થાય છે અને જયમલનો ગુસ્સો ઉશ્કેરાય છે, અજીતની હૃદયભેદક હાલત જોઇને તેને પોતાની પાસેની રીવોલ્વરની મદદથી જયમલથી બચાવીને શુદ્ધિમાં લાવવા કાન્તા કોશીષ કરે છે, અને જયમલને ધીટકારે આપે છે, રજવાડી પોશાકમાં કાન્તાને અત્યારે જોઇને અજીત તેને ઓળખી શકતો નથી; આખરે કાન્તા પોતાના અસલી સાદા પોશાકમાં અજીત સામે રજુ થાય છે તરતજ અજીત હોશમાં આવી તેને વળગી પડે છે, જયમલ તદન ઝનુની બની જાય છે અને અજીત બચી જાય છે; કટોકટના વખતે જશાજીની હિંમતી

૧૦૯૮૪૧



મદદથી કાન્તા અને અજીત બચી જાય છે અને જયમલ હાથ ચોળતો અચંબામાં ગરકાવ થાય છે.

## ટેબલો.

**પ્રવેશ ૭ મો—પોપટશા સોલીસીટરનું ઘર—**ફરજ છબરડો કરી નાખે છે મોહિનીના સ્ત્રી-ચરિત્રથી પોપટશા સોલીસીટર મોહિની ઉપર લટ્ટુ બનીને લહેરી સામેની વીસ હજારની સરત હારી જાય છે, અને મોહની તથા લહેરીનો હસ્ત મેળાપ.

**પ્રવેશ ૮ મો—અજીતનું પહાડી ખંડેર—**અજીતને કિશોરના ખુનનો ન્યાય નહિ મળવાથી એણે બહારવટુ લીધું છે અને રાજ્યને પાયમાલ કરવાને ઘણા માણસો જમા કર્યા છે; અજીતની હાલતથી દુઃખી બનેલી કાન્તા સાથે અજીત પ્રેમ કરવા જાય છે, ટેકીલી કાન્તા તેને હલકા શબ્દથી મહેણું મારે છે તેટલામાં જશજી આવી બળતામાં ઘી હોમે છે, અને અજીતને વેર લેવા માટે તદન ઉશ્કેરી મુકે છે, અભયસિંહ પાસેથી ન્યાય મેળવવા માટે અને તે ન મળે તો રાજ્યનો અંત લાવવા તરતજ અજીત બહારવટીયાની ફોજ સાથે ઉપાડી જાય છે. ( સીન ટ્રાન્સફર )

**પ્રવેશ ૯ મો—અભયસીંહનો ન્યાયી દરબાર—**પાટણી રાજા સાથે સરહદ માટેના યુદ્ધમાં જય મેળવીને આવતા પ્રતાપ અને લશ્કરીઓને માન આપવા માટે અભયસિંહે આજે રાજમહેલમાં ખાસ દરબાર ભર્યો છે. રાજા તરફથી પ્રતાપને તેની લાયકી માટે માન મળે છે; મૃણાલિનો વિવાહ માટે રાજમા અને અભયસિંહ વચ્ચે સખત તકરાર થાય છે; પણ ન્યાયી રાજા દુર્મદ જયમલ અને

રાજાનું મુદલ નહીં સાંભળતાં પોતાના પુત્ર દુર્મદને છોડી મૃણાલિનો વિવાહ ગુણી પ્રતાપ સાથે નક્કી કરે છે; રાજા તદન ઉશ્કેરાઈ જાય છે, તેટલામાં અજીતના હાથે લુંટાયેલો અમલદાર વર્ગ ફરીયાદ કરતો આવે છે. અજીતને ન્યાય નહીં આપવા માટે રાજા પશ્ચાતાપ કરે છે. ન્યાયની બાબતમાં રાજા રાણી વચ્ચે સખત વાદ વિવાદ થાય છે, અજીત અંગ રક્ષકો સાથે દરબારમાં બેધડક દાખલ થાય છે અને રૂવાબમાં ન્યાય માગે છે, રાજા અને દુર્મદની પરવા નહીં કરતાં અભયસિંહ અજીતનો ઇન્સાફ અદલ તોળે છે અને રાજકુંવરને ગુન્હેગાર ઠરાવીને કિશોરના લોહીનો બદલો કુંવરની છાતીમાંથી લેવા અજીતને રાજા રાજખંજર આપે છે. રાજનો

—: " અદલ ઇન્સાફ " :—

( ડ્રોપ )



## અંક બીજો.



**પ્રવેશ ૧ લો—રાજઉપવન**—મૃણાલિ સાથે સાહેલીઓની છેડછાડ, પ્રતાપ આવતાં તેઓ ચાલી જાય છે. પ્રતાપ મૃણાલિ સાથે પ્રેમાનંદ કરીને રાજ્યના કામે બહારગામ ઉપડી જાય છે, રાજબા આવીને પ્રતાપની વિરૂદ્ધ અને દુર્મદના લાભમાં મૃણાલિ સાથે તકરાર કરે છે; પણ મૃણાલિ રાજબાની દરકાર નહીં કરતાં અંદર જાય છે. જયમલ ત્યાં આવતાં રાજબા પોતાનું દુઃખડું રડે છે: રાજગાદી માટે ખુદ રાજાનું ખુન કરવા તે રાજબાને ઉસ્કેરે છે.

**પ્રવેશ ૨ જો—લહેરીનું મકાન**—લેહેરી વેપાર અર્થે બહારગામ આવેલો છે અને ફરજે પોતાની આગલી ચાલ સુધારેલી હોવાથી તે પણ તેના સેક્રેટરી તરીકે સાથે આવેલો છે; લેહેરી દુર્વ્યસન તથા વ્યભિચારીમાં પડી જાય છે; તે ફરજને ગમતું નથી, લેહેરી રંભા નામની નાચારસ છોકરીના પ્યારમાં પડેલો છે. જેથી મોહિનીને તજી દેવા તે વ્યભિચારી છે તેવો પત્ર લખી વાળે છે; મોહિની ત્યાં આવી લેહેરીને વિનવે છે. લેહેરી તેને ધિક્કારે છે. ફરજ મોહીનીને મદદ કરવા તથા લેહેરીને તેના કર્તૂકનો બદલો આપવા તૈયાર થાય છે.

**પ્રવેશ ૩ જો—અજીતની પહાડી ગુફા**—કાન્તાની જુની

નોકરડી રંભી ખવાસણને ચાર હજાર મોહોરની લાંચ આપી જયમલ કાન્તાને ઉંચકી જાય છે.

**પ્રવેશ ૪ થો**—અજીત અને પ્રતાપની શોધમાં નીકળેલા દુર્મદના ભીલ સીપાઇઓના હાથમાં અજીત કેદ પકડાય છે અને જશાજી ઘાયલ થાય છે; પાછળથી પ્રતાપ આવતાં જશાજી તથા પ્રતાપ કાન્તાને છોડાવવા તથા રાજાને બચાવવા જાય છે.

**પ્રવેશ ૫ મો—રાજા અભયસિંહનું શયનગૃહ**—અભયસિંહ સુતેલો છે ત્યાં રાણીની ઉસ્કેરણીથી દુર્મદ બાપનું ખુન કરવા આવે છે, પણ દીલ પાછું પડતાં પાછો ફરે છે. જેથી મા દીકરા વચ્ચે તકરાર થાય છે, છેવટે રાજબા પોતાના ધણીનું ખુન કરે છે.

**સીન ટ્રાન્સફર.**

**પ્રવેશ ૬ ઠો—જયમલના મહેલનું ભોંયરૂં**—જયમલના ત્રાસથી કંટાળેલી કાન્તા ઝેર પીવાની તૈયારીમાં છે, જયમલ આવી તેને રોકે છે, ટેકીલી કાન્તા આબરૂ આગળ મોતની પરવા કરતી નથી જયમલ કેદી અજીતને તેડી મંગાવે છે અને કાન્તાની નજર સામે તેને રીબાવવા માંડે છે પણ આ પ્રેમી જોડું નીડર રહે છે; પ્રતાપ અને જશાજી આવી ચડે છે, અજીત અને કાન્તાને બચાવે છે.

**ટેબલો**

**પ્રવેશ ૭ મો**—ફરજ મોહિનીને નિર્દોષ સાબિત કરવા અને લેહેરીને સુપંથે દોરવા રંભાને બોલાવી રંભાને લેહેરીના ચાલચલણનો ચીતાર આપે છે અને રંભાને મોહિની સાથે પુરૂષના વેશમાં પ્યાર કરવા ( કે જે જોઈ લેહેરી ક્રોધે ભરાય. ) કેહે છે, રંભા કબુલ કરે છે બાદ લેહેરીનું આવવું. ફરજે લેહેરીને રંભા બદચલણ છે એમ કહી ઉશ્કેરવો, લેહેરીએ જો રંભા બદચલણ હોય તો તેનું ખુન કરવાનું જાહેર કરવું.

**પ્રવેશ ૮ મો રાજ્ય તુરંગ**—રાજ્ય કેદી મૃણાલિપર દુર્મદનો બળાત્કાર, અડગ મૃણાલિને કતલ કરવાનો મારાઓને હુકમ, પહાડની ખાણી માં થઇને પ્રતાપ અને અજીત લશ્કર સાથે અણીને સમયે આવી પહોંચે છે અને મૃણાલિને બચાવી લઈ જાય છે. ટેબલો.

( ડ્રોપ )



## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો—જંગલ**—દુર્મદ અને અજીત વચ્ચે લડાઇ ચાલી રહી છે, અજીત અને પ્રતાપની લશ્કરી ટુકડી મારો કરી રહી છે.

**પ્રવેશ ૨ જો—રાજમેહેલ**—રણમાં મળેલી હારથી રાજબા અફસોસ કરતી જણાય છે, અને દુશ્મનના હાથે કંગાલ મોતે મરવા કરતાં જયમલની સાથે છુપે રસ્તેથી વેષ બદલી ન્હાસી જવા તૈયાર થાય છે, લુચ્ચો જયમલ રાજબાથી નિરાધાર હાલતનો લાભ લઇ તેને પોતાનું પ્રેમપાત્ર થવાની શરતે બચાવવા હા કહે છે, લાચારીથી રાજબા તે કબુલ કરે છે, જયમલના દુરાગ્રહથી રાજબા દુઃખી દિલે જયમલને પ્રેમદાન આપે છે, દુર્મદ આવી આ કંગાલ દેખાવ જોઇ હેરત પામે છે.

## ટેબલો.

**પ્રવેશ ૩ જો—રાજ મેહેલનો બગીચો**—પોતાને બુરે રસ્તે ઉતારી આખરે પોતાની આબરૂપર છેરી છરી ફેરવનાર રાજબા અને જયમલપર ભયંકર વેર લેવા માટે દુર્મદ તૈયાર થાય છે, અને બન્ને સાથે સખત ઝપાઝપી બાદ બન્નેના ખુન કરે છે, પ્રતાપ તથા અજીત લશ્કર સાથે દુર્મદને પકડવા આવી ચડે છે, દુશ્મનના હાથમાં નહીં જવા દુર્મદ આપઘાત કરે છે, ત્રીપુટી સાફ. કુદરતનો અદલ-ઇન્સાફ. ટેબલો-

**પ્રવેશ ૪ થો**—ફરજ લેહેરીને લઈ દાખલ થાય છે, મોહિની પુરૂષ વેશમાં રંભાને લઇ દાખલ થાય છે, બન્ને પ્રેમ કરે છે, લેહેરી ગુસ્સે થાય છે, ફરજ મશ્કરી કરે છે, લહેરી રંભાને બીજા મરદ સાથે પ્રેમ કરવા માટે ધિક્કારે છે, રંભા ઉડતા જવાબ આપે છે. લેહેરી રંભાને મારવા જાય છે, ફરજ સર્વ ભેદ જાહેર કરે છે. રંભા મોહિનીની બ્હેન જે આ ગામમાં પરણાવી હતી તેની પુત્રી સાબિત થાય છે. સોલીશીટરની લેહેરીને શીખામણ, લેહેરીનો પશ્ચાતાપ. પ્રેમી પાત્રનું ફરીથી મિલન, ફરજ કુંવારો હોવાથી તેમ નેકનીયત હોવાથી રંભા સાથે લગ્ન સંબંધથી જોડાય છે. તાત્પર્ય કે ખરાબ સોહબતે ચડેલા ઉછૃંખલ છોકરાઓ માબાપના નામને કેવું કલંકીત કરે છે, તેમજ એક સ્ત્રી સાથે પરણી બીજીના પ્યારમાં પડવાથી કેવાં બુરાં પરિણામો આવે છે, તથા વફાદાર નોકરોની શું ફરજ છે તેમજ નોકર વફાદાર હોય તો માલિકને કેટલો ઉપયોગી છે, અને એવા વફાદાર નોકરોની માલિકોએ કેવી કદર કરવી જોઇએ તેનો આબેહુબ ચિતાર. કોમીકનો અંત.

**પ્રવેશ ૫ મો**—**રત્નપુરનો દરબાર**-પ્રતાપ સાથે મૃણાલિ તેમજ અજીત સાથે કાન્તાનો હાથ મેળવાય છે. અને ન્યાયી પ્રજાના અદલ ઇન્સાફથી હકદાર વારસ મૃણાલિનો રાજ્યાભિષેક થાય છે.

**શાંતિ ! શાંતિ ! શાંતિ !**

॥ तत्सत् परमात्मने नमः ॥

# વીર-અજીત નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

૧

હરિ ૐ.........કલ્યાણ કરો સકલ સૃષ્ટિનું
સ્વયં પ્રકાશ સત્ય રૂપ, અવ્યક્ત અરૂપ અનંત રૂપ.
નેતિ નેતિ શ્રુતિ સાખદે, નિગમ અગમ નરનાથ.
પંચભૂતમાં તુંહી તુંહી, શરમ લાજ તવ હાથ
આદિ મધ્ય અંત વિહીન, સુર મુનિ યોગી ધ્યાને લીન.
ચિદાનંદ પાર બ્રહ્મ, હરો બંધ આનંદ કંદ જય કરો.

નટી બાળાઓ— ૨

અદલ ઇન્સાફ કુદરતનો;
ઉંડી નજરે નિહાળોજી.
બાવળે તો કાંટા, કેરી શાખ તો આંબે ચખાય.
પાપ વિષથી મરણ અમૃત પાનથી અમર થવાય.
ઇન્દુ ઉડગણ સૂર્ય, સિંધુ મેઘ વીજ છે ન્યાયથી
પંચ ભૂત ઋતુ રાતદીન, બ્રહ્માંડ ઘડ્યું સૌ ન્યાયથી.

અજીત— ૩

હરી વાટીકા સુંદર, મધ્ય મનોહર
ઝુંડ તરૂવર ઝુકી રહ્યાં
ફળ મિષ્ટ રચેલાં રસ બસ વેલાં
સુમન સુરંગી વિલસી રહ્યાં
કિલ કિલ કોકીલ ગુંજાર મધુકર
મોર ટીહુ ટૌકારી રહ્યાં
ગુણ ગાન પ્રિયાનાં ગાય કે શું
સ્વાગત સ્નેહે દેઇ રહ્યાં ?

અજીત— ૪

આ મળ્યો પારસમણી, મમ દિલ છુટે છોડતા
જુવતી જોડી જડી, આ જીવ જાયે છોડતાં

કાન્તા— હાં..........ના શરમાવો સજ્જન
મૃદુલ મૃદુલ અનૂઢા

અજીત—પણ અનંગા

કાન્તા— રતિ રીતિથી અજાણ—હા.

અજીત—સ્નેહની ક્યારી અમિરસ ઝારી
પાવો પીયુષ લલિત લલના ચંચલા

કાન્તા— ચાલો છોડો છોડો, વિનયી અવીવેકી થાઓ

અજીત—માનો માનો રસ ઝરણે રમણી ન્હાવો

કાન્તા— આ તન મન ધન છે કુરબાન, વારૂં વલ્લભ કોટી કામ
અજીત—હેત હીંડોળે દયો આરામ.

અજીત— ૫

ખીલ્યું પુષ્પ આ શરમાયે
પ્રભા પુન્જ ધવલ કાયે—ખીલ્યું
મહુલી મ્હારી પ્રીય છીપાવી
કાન્તા— એ માન નવ સોહાયે નવ સોહાયે
અજીત—પુષ્પ આ શરમાયે ખીલ્યું
દીધો કોલ કરજે તોલ
કાન્તા— ભિતર ભેદું તું, ભિતર ભેદું તું ભિતર ભેદું તું.
અજીત—વિશ્રાંતી વેલી સુખની હેલી
કાન્તા— એ માન નવ સોહાયે, નવ સોહાયે
અજીત—પુષ્પ આ શરમાયે—ખીલ્યું.

મોહિની— ૬

માયા સામે મરદ છે લાચાર
બનાવું હસાવું નચાવું લોભાવું.
પાયલ ઠણુકારા મદન ફુલ મારા
મુખ મલક્યું જુવતીનું તો ફસ્યા બીચારા—માયા.
લટક ઘાવ સારા, નયન બાણુ ન્યારાં.
રંગે માર્યા તો મુનિનાં પાણી ઉતાર્યા—માયા.

અજીત— ૭

બાજીગરની રચના જેવી, સમય રમત રમનારોરે
સમયે રામે રાક્ષસ હણીયા, થતાં સમય ફરનારોરે
સીતાને રાવણ હરી ચાલ્યો, ગર્વ અતિ કરનારોરે
કૌરવ સૈન્ય સંહાર્યું અર્જુને, ગાન્ડિવના ધરનારોરે
સમયે લૂંટાયો તસ્કર હાથે, સમય પંથ છે ન્યારોરે
યુદ્ધ કરાવ્યું મહાભારતનું, કંસ સંગ લડનારોરે
સમયે હણાયો ભીલને હાથે, કૃષ્ણ ન્યારા બાળાબોરે

કીશોર— ૮

મુરખ મન મસ્તાનેરે માયામાં મોહ ધરી
હરિ હીરો ગુમાવેરે હીણભાગી હાથે કરી—મુરખ૦
કામ ક્રોધ મદ મોહ તજોજી રટો રામ દીન રાત
ધન યૌવનનું માન નકામું, ચાર દિનની વાત—મુરખ૦
હરવા ફરવા પાય દીધાજી, હાથ ધરમને કાજ
મુખ દીધું છે હરિ ભજવાને, કરણી જોઇ લાજ—મુરખ૦

મૃણાલિ— ૯

પ્રીત શીતલ રશ્મિ થકી ખીલવો
મૃગાંક મૃણાલિ કેરા થઇ
મનમોહન માન છોગાળા મૂકો
માનો કે ન માનો બંધાઈ ગઇ

પ્રતાપ— મોહ વિંષ ભરેલાં ચઢેલાં ભ્રુચાપે
આ નયન બાણે વીંધાઈ ગયો
કટી કેશરી કંઠ કપોત શશી મુખ
લટકે શું કહું લોભાઇ રહ્યો
મૃણાલિ—મીઠા પ્રેમ સંલિલની ગાછલડી
તરફડે વિરહે દિન રાતલડી
રતિ રસથી ભરી આ આંખલડી
પ્રતાપ— ફુલની ફોરે પ્રિય વાતલડી
મૃણાલિ— ચતુર ચેતો નહિં તો પસ્તાવો થશે
પ્રેમ તટે વણુ દામે વેચાઇ રહી—કટી કેશરી.

અજીત— ૧૦

દિલ કાચની શીશી તૂટી ફરી સુધરે નહિં
જખમ પ્રિતીના કો હકીમથી રૂઝે નહિં
દુઃખી દીલનું દર્દ જાણે દુઃખી
સુખીના મને છે સંસાર સુખી
વિરહના વિલાપે ખુટયું નયણે નીર
દિલડું બળેલું મરેલું શરીર—દુઃખી
સંસાર સમુદ્રે ડુબી પ્રેમ નાવ
તણાયે દિવાનો પ્રભુ તારી સહાય—દુઃખી.

વારાંગનાઓ— ૧૧

રોકે ઘાટ નહિં ઘર જાને દે, નટવર નાગર ગિરિધારી
બેર ભયી મોહે જાન ન દે–નટવર.
નણુંદ હઠીલી, સાસ અનારી
ઈતની બીનતી, માનો હમારી
નંદલાલ ખટપટ તજ સારી
જા............................ઓ રોકે.

પોપટશા— ૧૨

જરી બેસો સુઘડનાર સુખડે મળે કરાર
વાત છે અધુરી, કાં જાવો—જરી.

મોહિની—હવે છોડો વકીલ હાથ, કલાઅન્ટ સંઘાત વાત
આવી ના દીપેલ જાઓ, પોપટશા ઘેલા શાને થાઓ

પોપટશા—હારે હાં, હાંરે હારે.

મોહિની—વાહરે વાવ, વાહરે વારેહ, હવે સાહેબજી ફરી મળશુંજી

પોપટશા—જરી ધીરે ધીરે ચાલોજી—બેસો.

બધા— ૧૩

હાહા વાહ લગન થવાના વરઘોડે ચડવાના
વાજાં વગાડવાનાં પાર્ટીને નાચ

લહેરી— માથેરાન જઈ વસવાના, હની મુન કરવાના

મોહિની–ગાડીમાં ફરવાના

**પોપટશા**—વીશ હજાર..........હા હા હા વાહ!

**લહેરી**— ખણુણુણુણુ રૂપીયા ખખડાવાનો
બીઝનેસમાં પડવાનો
ઐરી આ કરવાનો

**ફ્રેરજ**— વીશ હજાર

**બધા**—ખુશીનો દીન, મન મગન કરો ચમન, શુભ લગન.

**અજીત**— ૧૪

મારો કાપો રણધીર સુધીર અન્યાય દળ
સંહારોને આજ.
આ ધર્મ ક્ષત્રી ઉર ધરો તમો
રણ સંગ્રામમાં ઘુમો રૂમો તમે કસી તલવાર
સિંહના બાળ કરાળ છો કાળ વિકાળ બની
તીર ભાલા ધરી
આક્રમ કરી વિજયને વરો.

ડ્રોપસીન.



## અંક બીજો.

---

સાહેલીઓ— ૧૫

વિધુરી મધુરી એ ઘેલી કરકેલી વનવેલી
ભર્યાં મદને ખંજન દગ ભોળા અલિ

મૃણાલિ— જાવો રાખી બાવો વૃથા ન સતાવો,

સાહેલીઓ—વસંત વરણેલે વિહ્વળ જણાય

મૃણાલિ— ચાતક સ્વાતી વીણુ તરસ્યું સદાય

૧ સાહેલી—અલિ કહે

૨ „ નામ દે

૩ „ કોણે ભુરકી નાખી,

બધી— વિધુરી મધુરી એ ઘેલી.

મૃણાલિ— ૧૬

ચાતક ચાહે મેઘને જળ વિણુ ઝુરે મીન,
પોયણુ વીકસે ચંદ્રથી, વિરહે જાય કયમ દીન.

પ્રતાપ— પ્રિતી તંતુએ પ્રાણુ પ્રોવાયા

મૃણાલિ—છુટી વિયોગે જાય.

પ્રતાપ— મોદે મનડું હરનારી, રમણી રજા દો લાચારી.

મૃણાલિ—પ્રણુયી વિજય કરી આવો....પ્રિતી.

રંભા— ૧૭

જુવાનીના બહારમાં, ખિલ્યા છે બે ગુલાબ
ઝુમી રહ્યું જોબન ને નેણ છે કટાર
વાડી આ માળી વિના હવે તો લુંટાઇ જાય
આવા આવા ફુલ ફળ કરમાઈ જાય....

લહેરી— ૧૮

આ હાર્ટ એઝ સોફ્ટ આ હાર્ટ એઝ કાઇન્ડ
આ હાર્ટ એઝ સાઉન્ડ એન્ડ ફ્રી
એઝ ઇન ધી હોલ વર્લ્ડ ધાઉ કેન્સ્ટ ફાઉન્ડ
ધેટ હાર્ટ આઈ ગીવ ટુ ધી.
ધાઉ આર્ટ માઇ લાઇફ માય લવ માય હાર્ટ
ધી વેરી આઇઝ ઓફ મી.
એન્ડ હેસ્ટ કમાંન્ડ ઓફ એવરી પાર્ટ
ટુ લીવ એન્ડ ડાઇ ફોર ધી.

મોહીની— ૧૯

સહાય કરવા બંધુ તું થયો જો તૈયાર
દાબી આભાર તણા ભારથી

ફરજ— ફરજ મારી બજાવવા તૈયાર છું
તારા સંકટનો બ્હેન કાપનાર છું

મોહીની—પતિ વર્તનથી હાય બની ગઈ છું લાચાર—દાબી૦

કાન્તા— ૨૦

અરજ અમારી હરિ સુણજો
દયાળુ પાપ અમાપ કાપજો, શુદ્ધ બુદ્ધ દાતાર
બાળક દોષ તરફ નવ જોશો, પિતા કરજો માફ
રત્ન ગુંજા કયમ હોય, બરોબર નિરાધાર આધાર

કાન્તા— ૨૧

ભર્યું વિષ પ્યાલું લાગે મને પ્યારૂં
પાપી પનારે પડી, બચવાનું ન બારૂં
દગાં ખોર દુનીઆ દુઃખની સરીતા
અનીતિ વમળે વીંટાવું નઠારૂં
તાપ ત્રીવીધ મન, તનને તપાવે પ્રભુ
સાચું શરણ શોધું, શ્યામ જીવન અકારૂં

ફેરજ— ૨૨

બની પ્રપંચ તણું હથીયાર
ફસાવ ચાલ પાપીને, વ્યભીચારથી બચવા—બની૦
રંભા—કરવા લુચ્ચાને મ્હાત છળ કપટને ચરીત્રથી વળી
આવી ફસાઉં તે નીચને હું પુરો બનાઉં ને ખુબ સતાવું

મૃણાલ—                    ૨૩

વિધિ ઢંગ ઋતુ રંગ કહુ કેવાયે,

ચિત્ર વિચીત્ર પટ ન્યારા જણાયે-વિધિ.

રાય રંક તૃણ મેરુ થાયે જળ ત્યાં સ્થળ પળમાં દેખાયે

સુખ દુઃખ ઘટ સાથ છે ઘડીયાં, ટાળ્યાં ટળે ન

જે નાશે જડીયા—વીધી૦



## અંક ૩ જો.

---

અજીત અને સીપાઈ—૨૪

દોડો દોડો વીર, ગાજે ગાજે ધરા, થાવો હોંશીયાર
મારો ચીરો ધીર, હિંમતમાં મર્દ, પાછા નવ પડો
કપો કાપો શિર ચુટે શત્રુ નહિં ત્રાય ત્રાય થાય
વીર ભાલા ધરો, કહી અસી કસો, ગજાવવા સંગ્રામ
શત્રુ સબળ સંહારોને આજ
નામ અમર જગતમાં થાય
ક્ષત્રીનું નામ શોભાવવા કાજ, મારો મરો વિજય કરો.

રંભા— ૨૫

દાશીના આધાર મારા મનના માનીતા રાજ
મારા મનના માનીતા રાજ મનના માનીતા રાજ

મોહની—ચંદ્ર વદન ચળકી રહ્યુંરે, ચાતક ચિતથી ચાહ્ય
રંભા—કૃષ્ણ છો રાંધા તણારે, દર્શન સ્વર્ગ મનાય

બધા— ૨૬

વ્યભીચાર છે ચસકો હરામ,
ફુરજ— નિશ્ચય જાણીયે, સત્ય એ માનીયે
બધા— ઈજ્જત દામ ગુમાવીએ,
માનીએ તાજા પ્રસંગથી,

લહેરી— કામાંધ થઈ બગાડી હાય.

પોપટશા—જીંદગી બુધ તારી હાય

લહેરી— પોઝીશન ગુમાવી હાય.

બધા— શી દશા છે કામીની....

વારાંગનાઓ— ૨૭

નંદલાલા કૃષ્ણ મોરારી, ગોકુલ કે જાને વાલે
મથુરાં કે રહેને વાલે........નંદલાલા.

અયસી બંસીયા તુને બજાઈ, સબ સખીયન કે મન ભાઈ,
ગેપ્રેમ શરન તે હારે આઈ કાના કાલી કમલી વાલે

